"લેઉઆ વિજય" પત્રનો વધારો.



લેઉઆ લાહાણી.

# સદ્બોધ વચન.

છાપનાર.

મગનલાલ નરોત્તમદાસ પટેલ.
"મહાજનમંડળ" ના કર્તા.

અમદાવાદ—"વિજય પ્રવર્તક" પ્રેસ.
સંવત ૧૯૫૨.

કિંમત બે આના.

# સૂચના.

"લેઉઆ વિજય અથવા પાટીદાર પત્રિકા" નામે માસિક પત્ર કેટલાક ઉત્સાહી અને સ્વદેશાભિમાની સદ્દગૃહસ્થોની વ્યવસ્થાપક મંડળી તરફથી હાલમાં દર મહિને પ્રકટ થાય છે. તેના હાના ગ્રાહકોને આ પુસ્તકની એકેકી પ્રત "લેઊઆ વિજય જયંતિ" ની ખુશાલીમાં ભેટ દાખલ આપવાનો અમે ઠરાવ કર્યો છે, અને એ ચોપાનીઆનીજ મારફતે "લેઉઆ લાહાણી" ને નામે વેંહેચાવી છે. આશા છે કે મારી આ અલ્પ ભેટ સજ્જન બંધવો કૃપા કરી સ્વિકારશે.

"લેઉઆ વિજય" ના ગ્રાહકો શિવાયના જે ગૃહસ્થોને આ પુસ્તક લેવાની ઇચ્છા હોય, તેમણે તેની કિંમતના રૂ૦-૨-૦ મોકલીને મંગાવી લેવું.

મુ. આંબલીઆરા. કપડવણજ પોષ્ટ. } **મગનલાલ નરોત્તમદાસ પટેલ.**



"લેઉઆ વિજય" પત્રનો વધારો.



લેઉઆ લાહાણી.

# સદ્બોધ વચન.

લખનાર.

મગનલાલ નરોત્તમદાસ પટેલ.
"મહાજનમંડળ" ના કર્તા.

સંવત ૧૯૫૨.

કિંમત બે આના.

# અર્પણ પત્રિકા.

મારા જ્ઞાતિ બાંધવો (લેઉઆ પાટીદારો) કે જેઓ વિદ્યારૂપી અક્ષય ધન સંપાદન કરવા માટે સ્વદેશમાં તેમ વિલાયત વગેરે દૂર દેશાવરોમાં ગમન કરીને કીર્તિ મેળવે છે; જેઓ જ્ઞાતિની સાંસારિક સુધારણાઓ તથા ખેતીવાડીના ઉત્તમ સ્વઉદ્યોગને ખીલવવા માટે તત્પર છે; અને ટુંકામાં કહીશું કે, જેમના હૈડામાં સ્વજ્ઞાતિના ભવિષ્યના ઉદયને માટે તેમજ તમામ જનમંડળીના હિતનાં કાર્યો કરવા માટે તન, મન, અને ધનથી બની શકે તેટલો પ્રયત્ન કરવાનું વસેલું છે; તેમને આ **"સદ્બોધ વચન"** નામે લઘુ ગ્રંથ અર્પણ કરીને હું આનંદ પામું છું.

આંબલીઆરા.
તા. ૮-૩-૯૬.

લી. સેવક.
**મગનલાલ નરોત્તમદાસ પટેલ.**

# સદ્બોધ વચન.

---

सत्येनधार्यतेपृथ्वीसत्येनतपतेरविः ।

सत्येनवातिवायुश्चसर्वंसत्येप्रतिष्ठितं ॥

**અર્થ**—સત્ય વડે પૃથ્વી ધારણ કરાય છે, સૂર્ય તપે છે, તથા વાયુ વાય છે, માટે સર્વે સત્યમાં રહ્યું છે. ( ચાણાક્ય નીતિ. )

नास्तिसत्यसमोधर्मोनसत्याद्विद्यतेपरं ।

नहितीव्रतरंकिंचिदनृतादिहविद्यते ॥

**અર્થ**—આ લોકમાં સત્ય સમાન ધર્મ નથી, સત્યથી કાંઇ પણ શ્રેષ્ટ નથી, અને અસત્યથી અતિશય ખરાબ બીજુ કાંઇ પણ નથી. (શ્રીમહાભારત આદિ પર્વ ૭૪ અધ્યાય.)

धर्मोविश्वस्यजगतःप्रतिष्ठालोकेधर्मिष्ठंप्रजाउपसर्पंति ।

धर्मेणपापमपनुदंतिधर्मेसर्वंप्रतिष्ठितंतस्माद्धर्मंपरमंवदन्ति ॥

**અર્થ**—ધર્મ સર્વ પ્રાણિને આશ્રય છે, જગતમાં ધર્માધર્મ જાણવા માટે લોકો ધર્મિષ્ટની પાસે જાય છે, ધર્મે કરી પાપને ટાળે છે, અને ધર્મમાં સર્વ રહ્યું છે; માટે ધર્મને શ્રેષ્ટ કહે છે. ( કૃષ્ણ યજુર્વેદના તૈત્તિરીયારણ્યકના દશમા પ્રપાઠકનો ૬૩ મો અનુવાક. )

विद्यानामनरस्यरूपमधिकंप्रच्छन्नगुप्तंधनंविद्याभोगकरीय-

शःसुखकरीविद्यागुरुणांगुरुः । विद्याबंधुजनोविदेशगमनेवि
द्यापरंदैवतंविद्याराजसुपूज्यतेनहिधनंविद्याविहीनःपशुः ॥

**અર્થ**—વિદ્યાજ નરનું અધિક રૂપ તથા ઢાંકેલું ગુપ્ત ધન, ભોગ, યશ તથા સુખને આપનારી, ગુરૂની પણ ગુરૂ છે. તે પ્રવાસમાં બંધુજન સમાન અને પરમ દૈવતરૂપ છે; રાજ દરબારમાં પણ વિદ્યાજ પૂજાય છે, ધન પૂજાતું નથી; માટે વિદ્યાહીન માણસને પશુ સમાન જાણવો. ( ભર્તૃહરિ કૃત નીતિશતક. )

मातेवरक्षतिपितेवहितेनियुंक्तेकान्तेवचाभिरमयत्यपनीयखेदं ।
लक्ष्मींतनोतिवितनोतिचदिक्षुकीर्तिंकिंकिन्नसाधयतिकल्पलते
वविद्या ॥

**અર્થ**—વિદ્યા માતાની પેઠે રક્ષા કરે છે, પિતાની પેઠે હિતમાં જોડે છે, સ્ત્રીની પેઠે ખેદને ટાળી આનંદ પમાડે છે, લક્ષ્મીને વધારે છે, અને સર્વ દિશામાં કીર્તિને વિસ્તારે છે; માટે તે કલ્પલતાની પેઠે શું શું મેળવી આપતી નથી ? અર્થાત્ બધું મેળવી આપે છે. ( ભોજપ્રબંધ. )

यदाकिंचिज्ज्ञोहंद्विपइवमदांधः समभवंतदासर्वज्ञोस्मीत्यभवद
वलिप्तंममनः ।
यदाकिंचित्किंचिद्बुधजनसकाशादवगतंतदामूर्खोस्मीतिज्वर
इवमदोमेव्यपगतः ॥

**અર્થ**—જ્યારે હું થોડું જાણતો, ત્યારે હાથીની પેઠે મદાંધ થતો, ને સર્વજ્ઞ છું એમ મારૂં મન ગર્વિષ્ટ થતું; પણ જ્યારે મેં પંડિત

જનોની પાસેથી થોડું થોડું વધારે જાણવા માંડ્યું, ત્યારે હું મૂર્ખ છું એમ મને ભાસ્યું, ને જ્વરની પેઠે મારો મદ જતો રહ્યો. (ભર્તૃહરિ)

पौलस्त्यःकथमन्यदारहरणेदोषंनविज्ञातवान् ।
रामेणापिकथंनहेमहरिणस्यासंभवोलक्षितः ॥
अक्षैश्चापियुधिष्ठिरेणसहसाप्राप्तोह्यनर्थःकथं ।
प्रत्यासन्नविपत्तिमूढमनसांप्रायोमतिःक्षीयते ॥

**અર્થ**—રાવણે પરસ્ત્રી હરણ કરવામાં દોષ કેમ ન જાણ્યો ? રામે સોનાના મૃગનો અસંભવ કેમ ન વિચાર્યો ? અને યુધિષ્ટિર પાસાના દ્યૂતે કરી અકસ્માત્ અનર્થને કેમ પ્રાપ્ત થયા ? માટે પાસે આવેલી વિપત્તિ વડે મૂઢ થયેલા મનવાળા મનુષ્યોની મતિ ઘણું કરીને ક્ષીણ થાય છે. ( વિષ્ણુશર્મા.)

कुठारमालिकांदृष्ट्वाकंपिताःसकलाद्रुमाः ।
वृद्धस्तरुरुवाचेदंस्वजातिर्नैवदृश्यते ॥

**અર્થ**—દોરડામાં પરોવેલી કુહાડાની માળાને જોઇને સર્વ વૃક્ષો કંપવા લાગ્યાં; ત્યારે વૃદ્ધ વૃક્ષ બોલ્યો કે, તમે બીહીશો માં, હજુ તેમાં આપણી જાત ભળી દેખાતી નથી.

अद्रोहःसर्वभूतेषुकर्मणामनसागिरा ।
अनुग्रहश्चदानंचसतांधर्मःसनातनः ॥

**અર્થ**—મન, વાણી, અને કર્મે કરી પ્રાણિ માત્રનો દ્રોહ ન કરવો, દયા રાખવી, તથા ઉપકાર કરવો, એ સત્પુરૂષોનો સનાતન ધર્મ છે. ( શ્રી મહાભારતાંતર્ગત શાંતિ પર્વ ૧૬૨ અધ્યાય. )

**मातृवत्परदाराणिपरद्रव्याणिलोष्ठवत् ।**
**आत्मवत्सर्वभूतानिवीक्षंतेधर्मबुद्धयः ॥**

**અર્થ**—ધર્મ બુદ્ધિવાળા મનુષ્ય પારકી સ્ત્રીને માતા સમાન, પારકા ધનને માટી સમાન, અને સર્વ પ્રાણિને પોતા સમાન જુવે છે. ( વિષ્ણુશર્મા. )

**अन्नदानात्परंदानंविद्यादानमतःपरम् ।**
**अन्नेनक्षणिकातृप्तिर्यावज्जीवंतुविद्यया ॥**

**અર્થ**—સર્વ દાનથી અન્નદાન શ્રેષ્ઠ છે, અને વિદ્યાદાન એથી પણ શ્રેષ્ઠ છે, કેમકે અન્નવડે ક્ષણિક, પણ વિદ્યા વડે તો જીવિત પર્યંત તૃપ્તિ થાય છે. ( વિષ્ણુશર્મા. )

**नरस्याभरणंरूपंरूपस्याभरणंगुणः ।**
**गुणस्याभरणंज्ञानंज्ञानस्याभरणंक्षमा ॥**

**અર્થ**—નરનું ભૂષણ રૂપ, રૂપનું ભૂષણ ગુણ, ગુણનું ભૂષણ જ્ઞાન, અને જ્ઞાનનું ભૂષણ ક્ષમા છે. ( મહાભારત શાંતિ પર્વ. )

**कांतंवक्तिकपोतिकाकुलतयानाथांतकालोऽधुनाव्याधोधोधृत**
**चापसज्जितशरःश्येनःपरिभ्रामति । इत्थंसत्यहिनासदष्टइषुणा**
**श्येनोपितेनाहतस्तूर्णंतौतुयमालयंप्रतिगतौदैवीविचित्रागतिः॥**

**અર્થ**—કપોતિકા ( હોલી ) નામે પક્ષી પોતાના પતિને આકુળપણાથી કહે છે કે,—"હે નાથ ! આ ટાણે અંતકાળ આવ્યો, કેમકે બાણ સજ્જ કરેલ ધનુષ્ય હાથમાં ધરીને પારધી ( શિકારી ) નીચે ઉભો છે, અને ઉપર સિંચાણો ( બાજ પક્ષી ) ફરે છે," એમ કહે

છે એટલામાં નીચે પારધીને સર્પ કરડ્યો, તેથી તેના ધનુષ્યમાંથી નિશાન ચુકી છુટેલા બાણ વડે ઉપર ફરતો સિંચાણો હણાયો, એ રીતે બંને તત્કાળ મરણ પામ્યા. અને બચ્ચાં સહિત કપોત કપોતીકા બચી ગયાં! આહા હા!!! ઇશ્વરેચ્છા કેવી વિચિત્ર છે! (વિષ્ણુશર્મા.)

**जाड्यंधियोहरतिसिंचतिवाचिसत्यंमानोन्नतिंदिशतिपापमपाकरोति।**

**चेतःप्रसादयतिदिक्षुतनोतिकीर्तिसत्संगतिःकथयकिंनकरोतिपुंसाम् ॥**

**અર્થ**—સત્પુરૂષોની સંગતિ બુદ્ધિની જડતાને હણે છે, વાણીમાં સત્યને સિંચન કરે છે, માન વધારે છે, પાપને ટાળે છે, ચિત્તને પ્રસન્ન કરે છે, અને દિશામાં કીર્તિને ફેલાવે છે; કહો! પુરૂષને સત્સંગતિ શું શું નથી કરતી? (ભર્તૃહરિ)

**क्षीरेणात्मगतोदकायहिगुणादत्ताः पुरातेऽखिलाः क्षीरेतापमवेक्ष्यतेनपयसाह्यात्माकृशानौहुतः। गन्तुंपावकमुन्मनस्तभवत्द्दृष्ट्वातुदमित्रापदंयुक्तंतेनजलेनशाम्यतिसतांमैत्रीपुनस्त्वीदृशी ॥**

**અર્થ**—દૂધે પોતામાં મળેલા જળને પ્રથમ પોતાના સર્વ ગુણ આપ્યા તેથી તે જળે દૂધમાં ઉષ્ણતા જોઇ પોતાના આત્માને અગ્નિમાં હોમ્યો, અર્થાત્ પોતે બળવા માંડ્યું; ત્યારે તે દૂધે મિત્રની આપત જોઇ અગ્નિને ઠારવા માટે તે પ્રત્યે જવાનું મન કર્યું, અર્થાત્ ઉભરાવા માડયું; પણ ફરીને જળરૂપ મિત્ર સહિત થવાથી.

અર્થાત્ તેમાં પાણી નાખવાથી શાન્ત થયું; એવી સત્પુરૂષોની મિત્રાઇ હોય છે. ( ભર્તૃહરિ. )

**मणिनावलयंवलयेनमणिर्मणिनावलयेनविभातिकरः ।**
**पयसाकमलंकमलेनपयःपयसाकमलेनविभातिसरः ॥**
**शशिनाचनिशानिशयाचशशीशशिनानिशयाचविभातिनमः ।**
**कविनाचसभासभयाचकविःकविनासभयाचविभातिनृपः ॥**

**અર્થ**—જેમ મણિ વડે કંકણ, તથા કંકણ વડે મણિ, અને મણિ તથા કંકણ વડે હાથ શોભે છે; તેમ જળ વડે કમળ, તથા કમળ વડે જળ, અને જળ તથા કમળ વડે તળાવ શોભે છે. વળી ચંદ્ર વડે રાત્રિ, તથા રાત્રિ વડે ચંદ્ર, અને ચંદ્ર તથા રાત્રિ વડે આકાશ શોભે છે; તેમ કવિ વડે સભા, તથા સભા વડે કવિ, અને કવિ તથા સભા વડે રાજા શોભે છે. ( વિષ્ણુશર્મા. )

**क्वचिद्भूमौशय्याक्वचिदपिचपर्यंकशयनःक्वचिच्छाकाहारःक्वचिदपिचशाल्योदनरुचिः क्वचित्कंथाधारीक्वचिदपिचदिव्यांबरधरोमनस्वीकार्यार्थीनगणयतिदुः खंनचसुखम् ॥**

**અર્થ**—કોઇ ટાણે પૃથ્વીપર, અને કોઇ ટાણે પલંગપર શયન, કોઇ ટાણે શાક માત્રનો, તો કોઇ ટાણે સુંદર ભાતનો આહાર; કોઇ ટાણે ફાટેલી ગોદડી, તો કોઇ ટાણે સુંદર વસ્ત્ર ઓઢવા મળે; તોપણ કાર્ય સાધનાર ચતુર માણસ દુઃખ તથા સુખને ગણતો નથી. ( ભર્તૃહરિ. )

**दिवसेनैवतत्कुर्याद्येनरात्रौसुखंवसेत् ।**

**पूर्वेवयसितत्कुर्याद्येनवृद्धःसुखंवसेत् ॥**

**અર્થ**—દિવસે એવું કાર્ય કરવું કે, જેથી રાત્રિયે નિરાંતે ઉંઘ આવે, અને પહેલી અવસ્થામાં એવું કરવું કે, જેથી વૃદ્ધાવસ્થામાં સુખે રહેવાય. (વિદુરનીતિ.)

**छिन्नोऽपिरोहतितरुश्चंद्रः क्षीणोऽपिवर्धतेलोके ।**
**इतिविमृशंतःसंतःसंतप्यंतेनलोकेऽस्मिन् ॥**

**અર્થ**—આ લોકમાં કાપેલો વૃક્ષ પણ પાછો ઉગે છે, અને ક્ષીણ થયેલ ચંદ્ર પણ પાછો વૃદ્ધિ પામે છે; એમ વિચાર કરનાર સજ્જનો કદિ ખેદ પામતા નથી. (પ્રસંગ રત્નાવલિ.)

**त्याज्यंनधैर्यंविधुरेऽपिकालेधैर्यात्कदाचिद्गतिमाप्नुयात्सः ।**
**यथासमुद्रेऽपिचपोतभंगेसांयात्रिकोवांछतितर्तुमेव ॥**

**અર્થ**—જેમ સમુદ્રમાં વહાણ ભાગી જવાની વખતે પણ મુસાફર તરવા ઇચ્છે છે, તેમ મનુષ્યે વિપત્તિ સમયે પણ ધૈર્ય છોડવું નહિ. કેમકે ધીરજથી કદાચિત્ તે ગતિને પામે છે.

**अनारंभोहिकार्याणांप्रथमंबुद्धिलक्षणम् ।**
**आरब्धस्यांतगमनंद्वितीयंबुद्धिलक्षणम् ॥**

**અર્થ**—કાર્યનો આરંભ ન કરવો એ બુદ્ધિનું પ્રથમ લક્ષણ છે, અને આરંભેલા કાર્યને પાર પાડવું, એ બુદ્ધિનું બીજુ લક્ષણ છે. (વિષ્ણુશર્મા.)

**स्थितोमृत्युमुखेचाहंक्षणमायुर्ममास्तिन ।**
**इतिमत्वादानधर्मौयथेष्टौतुसमाचरेत् ॥**

**અર્થ**—હું મૃત્યુના મુખમાં રહ્યો છું. મારૂં આયુષ ક્ષણ માત્ર નથી, એમ માની યથેષ્ટ દાન ધર્મ આચરવાં. ( શુક્રનીતિ. )

**बंधनानिखलुसंतिबहुनिप्रेमरज्जुदृढबंधनमेव ।**
**दारुभेदनिपुणोऽपिपडंघ्रिर्निष्क्रियोभवतिपंकजकोशे ॥**

**અર્થ**—બંધન ઘણાં હોય છે, પણ પ્રેમરૂપ દોરડી દૃઢ બંધન છે. કેમકે ભ્રમર લાકડું ભેદવામાં ચતુર છતાં પણ કમળકોશમાં નિ-ષ્ક્રિય થાય છે. ( ચાણાક્યનીતિ. )

**नसासभायत्रनसंतिवृद्धावृद्धानतेयेनवदंतिधमर्म् ।**
**धर्मःसनोयत्रनसत्यमस्तिसत्यंनतद्यच्छलेनाभ्युपेतम् ॥**

**અર્થ**—જેમાં વૃદ્ધ ન હોય તે સભા નહિ, જે ન્યાય વાક્ય ન બોલે તે વૃદ્ધ નહિ, જેમાં સત્ય ન હોય તે ન્યાય નહિ, અને જે છળે કરી યુક્ત હોય તે સત્ય નહિ. ( વિદુરનીતિ. )

**निर्गुणेष्वपिसत्त्वेषुदयांकुर्वंतिसाधवः ।**
**नहिसंहरतेज्योत्स्नांचन्द्रश्चांडालवेश्मनि ॥**

**અર્થ**—સત્પુરૂષ નિર્ગુણ પ્રાણિયો વિષે પણ દયા કરે છે; જેમકે ચંદ્ર ચાંડાલના ઘરમાં પ્રકાશનો નાશ કરતો નથી.

**विषमांहिदशांप्राप्यदैवंगर्हयतेनरः ।**
**आत्मनःकर्मदोषांश्चनेवजानात्यपंडितः ॥**

**અર્થ**—મૂર્ખ મનુષ્ય વિષમ દશાને પામી, દૈવને નિંદે છે, પણ પોતાના કર્મ દોષને જાણતો નથી. ( વિષ્ણુશર્મા. )

**उद्यमःसाहसंधैर्यंबुद्धिःशक्तिःपराक्रमः ।**

षडेतेयत्रवर्ततेतत्रदेवःसहायकृत् ॥

**અર્થ**—ઉદ્યમ, સૌર્ય, ધૈર્ય, બુદ્ધિ, શક્તિ, અને પરાક્રમ, એ છ જ્યાં હોય, ત્યાં દેવ સહાયકારિ થાય છે. ( યોગવાસિષ્ટ. )

दुर्जनःप्रियवादीचनैताद्विश्वासकारणम् ।
मधुतिष्ठतिजिव्हाग्रेहृदिहालाहलंविषम् ॥

**અર્થ**—દુર્જન પ્રિયવાદી હોય, તોપણ તેનો વિશ્વાસ કરવાને કારણ નથી. કેમકે તેની જીભના અગ્રભાગમાં મધુ, પણ હૃદયમાં હ-ળાહળ વિષ હોય છે.

तक्षकस्यविषंदंतेमक्षिकायाविषंशिरः ।
वृश्चिकस्यविषंपुच्छेसर्वांगेदुर्जनोविषम् ॥

**અર્થ**—સર્પના દાંતમાં, માખીના માથામાં, વીછિની પૂછમાં, અને દુર્જનના સર્વ અંગમાં વિષ હોય છે, ( ચાણાક્યનીતિ. )

उदयतियदिभानुःपश्चिमेदिग्विभागेप्रचलतियदिहैमःशीततां-
यातिवह्निः ।
विकसतियदिपद्मंपर्वतानांशिखाग्रेनचलतिखलुवाक्यंसज्जनानां
कदाचित् ॥

**અર્થ**—કદિ સૂર્ય પશ્ચિમ દિશામાં ઉગે, હિમાલય ચલાયમાન થાય, અગ્નિ શીતતાને પામે, તથા પર્વતની ટોચ ઉપર કમળ ખી-લે, તોપણ સત્પુરૂષોનું વાક્ય કદિ પણ ચલાયમાન થતું નથી. ( સભાતરંગ. )

अलब्धंचैवलिप्सेतलब्धंरक्षेदवक्षयात् ।
रक्षितंवर्धयेत्सम्यक्वृद्धंदीनेषुनिक्षिपेत् ॥

**અર્થ**—ધન ન મળે ત્યાં સુધી ઇચ્છવું, મળેલા ધનની ક્ષયથી રક્ષા કરવી, રક્ષણ કરેલાંને સારી રીતે વધારવું, અને વધેલા ધનને ગરીબોના ઉપકારમાં વાપરવું.

दानंप्रियवाक्सहितंज्ञानमगर्वंक्षमान्वितंशौर्यम् ।
वित्तंत्यागनियुक्तंदुर्लभमेतच्चतुर्भद्रम् ॥

**અર્થ**—પ્રિય વાણી સહિત દાન, ગર્વ રહિત જ્ઞાન, ક્ષમા યુકત સૌર્ય, તથા પરોપકાર સહિત ધન, એ ચાર શ્રેષ્ટ ગુણ દુર્લભ છે. ( વિષ્ણુશર્મા. )

चेतोहरायुवतयःसुहृदोऽनुकूलाः सद्बांधवाःप्रणतिनम्रागिरश्च-
भृत्याः ।
गर्जंतिदंतिनिवहास्तरलास्तुरंगाःसंमीलनेनयनयोर्नहिकिंचिद
स्ति ॥

**અર્થ**—ભોજ રાજાએ કહ્યું કે;—"મારે ચિત્તને હરે તેવી સ્ત્રી, અનુકૂળ મિત્ર, સારા સંબંધી, નમ્રતા તથા વિયન યુકત વાણીવાળા ચાકર, ગર્જતા હસ્તિ, અને ચંચળ ઘોડા છે." ત્યારે કાલિદાસ પંડિતે કહ્યું કે;—" આંખ વિંચાયા પછી કંઇ નથી. " (ભોજપ્રબંધ.)

अनित्यानिशरीराणिविभवोनैवशाश्वतः ।
नित्यंसंनिहितोमृत्युः कर्तव्योधर्मसंग्रहः ॥

**અર્થ**—શરીર નાશવંત છે, વૈભવ નિરંતર નથી, અને મૃત્યુ

નિત્ય પાસે છે, એમ જાણી ધર્મ સંગ્રહ કરવો. ( વિષ્ણુશર્મા. )

श्वःकार्यमद्यकुर्वीतपुर्वाह्णेचापराह्णिकम् ।
नहिप्रतीक्षतेमृत्युःकृतमस्यनवाकृतम् ॥

**અર્થ**—આવતી કાલનું કાર્ય આજે કરવું, અને દિવસના પાછલા પહોરનું કાર્ય પહેલા પહોરે, કરવા યોગ્ય હોય તો કરવું, કેમકે મનુષ્યે પોતાનું કામ પુરૂ કર્યું વા નથી કર્યું, તેની મૃત્યુ કાંઇ વાટ જોતું નથી. (શ્રી મહાભારતાંતર્ગત વનપર્વ.)

सानंदंसदनंसुताश्चसुधियः कांतानदुर्भाषिणीस्वेच्छापूण धनंस्वयोषितिरतिः स्वाज्ञापराःसेवकाः । आतिथ्यंविभुचिंतनं प्रतिदिनंमिष्टान्नपानंगृहेसाधोर्मैत्र्यमरोगिताचसततंधन्योगृहस्थाश्रमः ॥

**અર્થ**—આનંદ યુક્ત ઘર, સારી બુદ્ધિવાળા પુત્ર, મધુર બોલનારી સ્ત્રી, ઇચ્છા પૂર્ણ થઇ શકે તેટલું ધન, માત્ર પોતાની સ્ત્રીમાં પ્રીતિ, આજ્ઞા પાળનાર ચાકર, પરોણાગત, પ્રતિદિવસ ઇશ્વર ચિંતન, ઘરમાં રૂચતાં અન્નપાન, સજ્જનની મિત્રતા, અને નિરંતર નિરોગીપણું, એટલાએ યુકત ગૃહસ્થાશ્રમ ધન્ય જાણવો. ( ચાણાકયનીતિ. )

अर्थाःपादरजः समागिरिनदीवेगोपमंयौवनंआयुष्यंजलबिंदुलोलचपलंफेनोपमंजीवनम् । दानंयोनकरोतिनिश्चलमतिर्भोगंनभुक्तेचयःपश्चात्तापयुतोजरापरिगतःशोकाग्निनादह्यते॥

**અર્થ**—ધન પગની રજ સમાન, યૌવન પર્વતની નદીના વેગ સરખું, આયુષ જળ બિંદુ સરખુ ચપળ, તથા જીવતર ફીણ સમાન

છે; એમ જાણ્યા છતાં જે નિશ્ચય મતિવાળો પુરૂષ પરોપકાર કરતો નથી, તથા ભોગ ભોગવતો નથી, તે વૃદ્ધ થયા પછી પશ્ચાતાપ યુક્ત થઇ શોકરૂપ અગ્નિ વડે બળે છે. કહ્યું છે કે;—

**भोगानभुक्तावयमेवभुक्तादानंनदत्तंवयमेवदत्ताः ।**
**कालोनयातोवयमेवयातास्तृष्णानजीर्णावयमेवजीर्णाः॥**

**અર્થ**—ભોગ ભોગવ્યા નહિ, પણ અમેજ ભોગવાણા ! દાન દીધું નહિ, પણ અમેજ દેવાણા ! કાળ ગયો નહિ, પણ અમેજ ગયા ! અને તૃષ્ણા જીર્ણ થઇ નહિ, પણ અમેજ જીર્ણ થયા.

**व्याघ्रीवतिष्ठतिजरापरितर्जयंतीरोगाश्वशत्रवइवप्रहरंतिदेहम्। आयुःपरिस्रवतिभिन्नघटादिवांभोलोकस्तथाप्यहितमाचरतीतिचित्रम् ॥**

**અર્થ**—વાઘણની પેઠે ચોમેરથી તિરસ્કાર કરતી જરા ઉભી છે, શત્રુની પેઠે રોગ દેહને હણે છે, ભાગેલા ઘડામાંથી પાણીની પેઠે આયુષ સ્રવી જાય છે, તોપણ મનુષ્ય અહિત આચરે છે, એ આશ્ચર્ય જેવું છે.

**यथैवात्मापरस्तद्वद्द्रष्टव्यःशुभमिच्छता ।**
**सुखदुःखानितुल्यानियथात्मनितथापरे ॥**

**અર્થ**—કલ્યાણ ઇચ્છનારે પોતાના આત્માની પેઠે બીજાને જોવો, કારણકે જેમ પોતામાં, તેમ બીજામાં સુખ દુઃખની લાગણી સમાન હોય છે. (ભર્તૃહરિ.)

**मुनिर्भवतिमौनान्नानारण्यवसनान्मुनिः ।**

मुनिर्भवतिवश्यात्मास्थितधीर्मुनिरुच्यते ॥

**અર્થ**—મનુષ્ય મુંગુ રહેવાથી તથા અરણ્યમાં વસવાથી મુનિ થતો નથી. પણ મનને વશ કરવાથી મુનિ થાય છે, કેમકે સ્થિર બુદ્ધિવાળો મુનિ કહેવાય છે.

अहान्यस्तमयान्तानिउदयान्ताशर्वरी ।
सुखस्यान्तंसदादुःखंदुःखस्यान्तंसदासुखं ॥
सर्वेक्षयान्तानियमाःपतनान्ताःसमुच्चयाः ।
संयोगाश्चवियोगान्तामरणान्तंचजीवितं ॥

**અર્થ**—દરેક વસ્તુ દિપે છે, અને ઝાંખી પડે છે; સવારનો અંત સાંજ, દિવસનો અંત રાત, સુખનો અંત દુઃખ, અને દુઃખનો અંત સુખ; એમ સઘળી વસ્તુ ક્ષય અંતવાળી છે. તેજ પ્રમાણે સંયોગનો અંત વિયોગ, અને છેવટે જીવિતનો અંત મરણજ છે. ( શ્રી મહાભારત.)

पञ्चैतेपाण्डुपुत्राःक्षितिपतितनयाधर्मभीमार्जुनाद्याः ।
शूराःसत्यप्रतिज्ञादृढतरवपुषःकेशवेनापिगूढाः ॥
तेवीराःपाणिपात्रेकृपणजनगृहेभिक्षुचर्याप्रवृत्ताः ।
कोवाकायसमर्थोभवतिविधिवशाद्भाविनीकर्मरेषा ॥

**અર્થ**—યુધિષ્ટિર, ભીમ અને અર્જુન આદિ પૃથ્વીપતિના પુત્ર પાંચે પાંડવો, શૂર, સત્ય પ્રતિજ્ઞાવાળા, બળવાન, અને કેશવથી સુરક્ષિત હતા; તેમ છતાં પણ તેમને કૃપણ માણસોને ઘેર ખોબો ધરી ભીખ માગવી પડી! નસીબની રેખા ઇશ્વરને હાથ છે, તેની આગળ કોણ સમર્થ છે?

# સામાન્ય ઉપદેશ.

"જે મનુષ્ય સરળભાવથી ઇશ્વરની આગળ પ્રાર્થના કરે છે, તેની પ્રાર્થના ઇશ્વર પૂર્ણ કરે છે. ઇશ્વર દુઃખ વિપદમાંથી પણ મનુષ્યની પ્રાર્થના સફળ કરે છે, અને તેને અનંત સુખનાં રાજ્યમાં લેઇ જાય છે. આહા! ઇશ્વરના નામની કેવી અસાધારણ શક્તિ છે! તેનો કેવો અપાર મહિમા છે! પાપહારિ પરમેશ્વરને મેળવીને મનુષ્યનું મન આનંદથી પ્રફુલ્લિત થાય છે.

પરમેશ્વર દુઃખીનું દુઃખ દૂર કરે છે. તેના દ્વારે જે પ્રાર્થના કરે છે, તે જલદીથી થાય, અથવા વિલંબ લાગે, તોપણ તેની પ્રાર્થના તે પૂર્ણ કરે છે. આહા! કેવી મધુર વાર્ત્તા! પ્રાણના પ્રિયતમ દેવતાને પ્રાણમાં રાખ્યાથી આગમાં પડયા છતાં પણ મનુષ્ય પોતાને શીતલ સરોવરમાં નિમગ્ન જાણીને અનુભવ કરે છે. કૃપામય પરમેશ્વર સમયે સમય દુઃખ અને કષ્ટ માનવના મંગળને માટેજ મોકલે છે. વિચાર કરીને જોયાથી ઇશ્વરની લીલા સમજી શકાશે. જો તમે તમારા આત્માનું કલ્યાણ કરવા ઇચ્છતા હો, તો પ્રેમમય પરમેશ્વરને હૃદયમાં જગા આપો. પરમેશ્વર એવડો મોટો છે કે, આ મોટું આકાશ પણ તેની સીમા કરી શકતું નથી. વળી તે એવડો ન્હાનો છે કે, તે મનુષ્યના હૃદયમાં રહે છે.

ભગવાન એવો દયાળું છે કે, મનુષ્ય એકવાર વ્યાકુળ થઇને બોલાવે, તો તેના ઉપર દયા કર્યા સિવાય રહેતો નથી. ન્હાના બાળકો પણ પરમેશ્વરને બોલાવી શકે છે. પરમેશ્વરનું નામ જે માણસ એક વખત આતુર અંતરથી સ્મરણ કરી શકે છે, તે શું નિરાશ મનથી સંસારમાં પાછો ફરે છે?

આપણે પરમેશ્વરના હાથની કલમ માત્ર છીએ. કલમની કિંમત કેટલી હોય ? જે પરમેશ્વરનો દાસ છે, તે પોતાના પ્રિયતમ દેવંતાને માટે પરિશ્રમ કરવાને એક પળ પણ દૂર રહેતો નથી; તેનું પ્રિય કાર્ય કરવું, એજ તેના જીવનનો અપાર આનંદ અને સુખ છે, અને એજ તેના જીવનનું અન્નપાન સ્વરૂપ છે. તે હમેશાં મંગલમયનો આદેશ કેવી રીતે પાલન કરૂં, તેનાજ વિચારમાં મગ્ન હોય છે. જેઓ જગતના હિત સાધનને માટે પોતાની સુખ શાન્તિ વિસર્જન કરીને રાત્રિ દિવસ અવિશ્રાંત પરિશ્રગ કરવામાં કાંઇ પણ કષ્ટ સમજતા નથી, તેઓને માનવ કુળમાં ધન્ય છે! તેઓના યોગેજ જગતનું ભલું થાય છે.

ઇશ્વરનું કામ મનુષ્યની કલ્પનાથી બહાર છે. તે કોઇ વેળાએ દુઃખમાંથી આપણને પોતાને રસ્તે દોરે છે. ઇશ્વરની શક્તિની હદ કેટલી મોટી છે, તેનો નિર્ણય કરવો, એ મનુષ્ય બુદ્ધિને અસાધ્ય છે. ઇશ્વર મંગળમય છે. તે હમેશાં મંગળજ કરે છે, આવો વિશ્વાસ રાખીને ધીરભાવથી વાટ જોયા સિવાય મનુષ્યને શાન્તિ મેળવવાનો બીજો ઉત્તમ માર્ગ એકે નથી.

ખરેખર ઇશ્વર ઉપર વિશ્વાસ રાખનાર માણસ સાંસારિક વિપદને તુચ્છ સમજે છે. સેંકડો વિપત્તિમાં પણ વિશ્વાસી હૃદય સત્ય માર્ગથી વિચલિત થતું નથી. જો ઇશ્વર ઉપર નિર્ભરનો ભાવ નહિ હોય તો મનુષ્ય કદી પણ સંસાર બંધનથી મૂક્ત થઇને શાન્તિ મેળવી શકતો નથી. જ્યાં સુધી ઇશ્વર ઉપર આપણો વિશ્વાસ અટલ નહિ રહેશે, ત્યાં સુધી કદી પૂર્ણ નિર્ભરનો ભાવ ઉત્પન્ન થઇ શકશે નહિ. આપણે ઇશ્વર ઉપર જેટલો આધાર રાખતા શીખશું, તેટલી

ઇશ્વર ઉપર વિશ્વાસની ગંભીરતાઇ મેળવીશું. જો વાસ્તવિક વિશ્વાસ હોય તો માનવ ભયાનક રોગયંત્રણા અને સાંસારિક કષ્ટમાં પણ સુખથી રહી શકે છે. ગમે તો બાળક હોય, યુવા હોય, કે મૂર્ખ હોય, પણ સર્વને વિશ્વાસ સઘળી હાલતમાં એક અપૂર્વ સુખ સાગરમાં સર્વદા નિમગ્ન રાખવાનો યત્ન કરે છે. માટે આ ઇશ્વરના રાજ્યમાં વિશ્વાસની સાથે બીજા વાવો. એ રાજ્યમાં સારી વાત મરતી નથી. કોણ જાણે જો એક આત્માને પણ મૂકિતના માર્ગે લાવી શકિયે, તો તે એક આત્મા ફરી ઘણાક આત્માને લાવી શકશે.

જે વિશ્વાસ સામાન્ય વિઘ્નથી જતો રહે છે, તે વિશ્વાસ વિશ્વાસજ નથી. આખા ભૂમંડળનું ઐશ્વર્ય અને સુખ સંપદ જો વિશ્વાસીની સામે લાવવામાં આવે, અને તે આપીને તેનો વિશ્વાસ ત્યાગ કરવા કહે તો તે સર્વને અસાર, અપદાર્થ ધિક્કારવા લાયક સંસારની અતિ ખરાબ મલિન વસ્તુ કરતાં પણ અસાર સમજીને પોતાના અમૂલ્ય વિશ્વાસને પ્રાણમાં વધારે દૃઢ રૂપથી પકડી રાખે છે. વિશ્વાસ કેવો અમૂલ્ય નિધિ છે! તેની સાથે શું જગતની કોઇ વસ્તુની તુલના થઇ શકે?

એક વખત મન પાપાશક્ત રહેવાથી કેવું ભયાનક ફળ થાય છે! હૃદય મનને અપવિત્રતાના ઝેરમાં એવી રીતે ઝેરી કરી નાખે છે કે વૈરાગ્યવાળા મનને પણ ફરી અપવિત્ર ભાવનો ઉદય કરાવે છે. તોપણ પરમેશ્વર ઉપર જેનો એક વખત પ્રાણ લાગ્યો છે, તે પુરૂષને પાપનું કામ કરવું તો એક બાજુએ રહ્યું, પરંતુ એક પાપનો વિચાર પણ જો તેના અંતરમાં ઉદિત થાય છે, તો તે તપેલા લોઢાના સળિયાની પેઠે પ્રાણને વિંધી નાખે છે.

હમેશાં કોઇના દિવસ એક સરખા જતા નથી. દુઃખની દીર્ઘ

નિશાનું પણ કાળે કરીને પ્રભાત થાય છે. ભગવાન કોનો કેવી રીતે ઉદ્ધાર કરે છે; તે કોણ જાણે છે? એક સામાન્ય બનાવથી તે પોતાની મંગળ ઈચ્છા પૂર્ણ કરે છે. મનુષ્ય જ્યારે ઇશ્વરના બળથી સંજીવિત થઇને પોતાનું લક્ષ સાધવાના માર્ગ ઉપર આગળ વધે છે, ત્યારે તેની સામે પર્વતાકાર વિઘ્નના ચુરેચુરા થઇ જાય છે, નિરાશાના ઘોર અંધકારમાં આશાની ઉજ્વળ જ્યોતિ દેખાય છે, અને વિપદ્‌નો પ્રબળ તરંગ પ્રશાંત ભાવ ધારણ કરે છે.

જેને આંખ્ય છે, તે જગત્‌ની દરેક વસ્તુમાંથી પુષ્કળ જાણવાને સમર્થ થાય છે; અને જેને કાન છે, તે બીજાને અગોચર એવા ઘણાક વિષય સાંભળીને કૃતાર્થ થાય છે. તમે જેને સામાન્ય બનાવ જાણીને તુચ્છ સમજો છો, જ્ઞાની મનુષ્યો તેમાં ઇશ્વરનો હાથ જોઇને કોઇ વેળાએ આનંદિત થાય છે; અને કોઇ વેળાએ સ્તંભિત થાય છે. એક સડેલા પાંતરાની નસોમાં તે કેટલું જ્ઞાન કૌશલ્ય જુવે છે? પુષ્પ તેને પવિત્રતાનો ઉપદેશ આપે છે! વૃક્ષ તેને સહનશીલતા શીખાડે છે! નદી તેને પ્રેમની ઓળખાણ આપે છે! તૃણ તેને વિનયનો નમુનો દેખાડે છે! વિચારવંતની આગળ દરેક વસ્તુ વાત કરે છે! પ્રકૃતિનું પુસ્તક ઉઘાડું છે! જેને આંખ્યો છે, તે વાંચી શકે છે; જે આંધળો છે, અથવા જે પોતાની મરજીથી આંખ્ય બંધ કરે છે, તેની આગળ સઘળું અંધારૂં છે.

જેમ ભૌતિક જગત્‌માં પાણીનું એક ટીપું અને એક પરમાણું નાશ પામતાં નથી, તેમ ધર્મની એક ખરી અથવા સત્ય વાતનો પણ નાશ થતો નથી. ઘણાક જનોએ સંસારનું ધન ઐશ્વર્ય વગેરેને અતિ અસાર અને અપદાર્થ જાણીને નિત્ય નિર્મળ અને અક્ષય આ-

નંદ ભોગવવાને માટે ધર્મનો આશ્રય પકડયો છે. એક અનાથ વિદ્યાલયમાં ગરીબ છોકરાંને આવતાં જોઇને મનમાં આવે છે કે, ધર્મ જો જગતમાં બીજુ કાંઇ પણ ભલું નહિ કરી શકે, તોપણ આટલું તો તેનાથી થાય છે કે, દરિદ્ર મદદ વગરનાં છોકરાંને સુખમાં અને સ્વચ્છંદમાં રાખવાનો ઉપાય કરે છે.

તમે સામાન્ય અર્થને માટે રાજગૌરવના લોભથી મનુષ્ય થઇને પશુના જેવી અધમવૃત્તિ અવલંબન કરશો નહિ. અનંત જીવનનો વિચાર લક્ષમાં રાખીને આ લોકની સ્મૃદ્ધિને માટે મન—પ્રાણ અર્પણ કરશો નહિ. આહા ! જેને એક મુઠી અનાજ મળવાની પંચાત છે, મેહેનત મજુરી કરીને અથવા ભિક્ષા માગીને જે પોતાનો ગુજારો કરે છે, અને કુટુંબનું પોષણ કરે છે, તે પણ પ્રાણના પ્રિયતમ દેવતાને પ્રાણમાં રાખીને કેવો સુખી થાય છે ! તમે ધનવાન છો, જે કાંઇ જોઇએ છીએ, તે તુર્ત મળે છે; જે ઇચ્છા કરો છો તે સર્વ પૂર્ણ થાય છે; માટે જેણે તમને ઉત્પન્ન કર્યા છે, તેના કરૂણાની વાતનો તમે નિરંતર વિચાર કરો.”

ઉપરનાં બોધવચનો એ કાંઇ સાધારણ મનુષ્યના મુખમાંથી નીકળેલાં સામાન્ય વાકયો નથી. પરંતુ મહાત્મા જનોના મુખની એ અમૃત વાણી છે; દેવવાણી છે; અથવા ગાયત્રીના મંત્ર સમાન ફળદાયક છે. જ્ઞાની પુરૂષો એને વેદ વચન તૂલ્ય માને છે, તે સત્ય છે. પ્રિય વાચકવૃન્દ ! તમે પણ તેમજ માની એ વચનો ગૃહણ કરશો, એમ જાણીને તે તમારી આગળ રજુ કરીને હું આનંદ પામું છું. તથાસ્તુ.

**श्री जगदीश्वरो जयतु.**

